10-Apr-2015

જય ઉમિયા મા

હાલમાં સતપંથ સમાજની જાહેર ધાર્મિક પ્રવૃત્તિઓ તરફ નજર કરીઓ તો જણાશે કે નિષ્કલંકી નારાયણની કથાઓ પર તેઓ જોર આપી રહ્યા છે. અને સાથે સાથે કહેવાતા માં ઉમિયાના મંદિરો પર તેઓ ધ્યાન આપી રહ્યા છે. આવી પરીસ્થીથીમાં સહેજ છે કે આ નિષ્કલંકી નારાયણ કોણ છે અને તેમની સાથે આ કહેવાતા ઉમિયામાં નું નામ કેવી રીતે જોડવામાં આવે છે? તેની જિજ્ઞાસા સર્વેને થાય અને થવી જોઈએ. અમોને પણ થઇ અને સત્ય જાણવા માટે કરેલ પ્રયાસોના કેવા આશ્ચર્ય અને ચિંતા જનક પરિણામ મળ્યા, તે જનતા સામે મુકવામાં આવે છે.

અમોએ શરુઓ કરી હિંદુ ધર્મના શાસ્ત્રો થી. અને તેની સાથે અમો મળ્યા હિંદુ ધર્મના સાધુ સંતો ને. અંતે અમોને જાણવા મળ્યું કે હિંદુ ધર્મના શાસ્ત્રોમાં નિષ્કલંકી નારાયણ નામનો કોઈ અવતાર જ નથી.

ત્યારે અમોએ સતપંથ ધર્મના શાસ્ત્રોમાં જોવાનું શરુ કર્યું. ત્યારે અમારા હાથમાં સતપંથ ધર્મના દસવાતર (આ દશાવતાર હિંદુ ધર્મનો નથી. હિંદુ ધર્મના દસવાતરને લઇને વિષ્ણુ ભગવાનના અવતારોને ભ્રષ્ટ કરીને આ દશાવતારમાં કલિયુગમાં વિષ્ણુ ભગવાનને મુસલામન બતાવ્યા છે) નામનું ગ્રંથ આવ્યું. અને તેમાં અલગ અલગ લોકો / સંસ્થાઓ દ્વારા લખાયેલ આવૃત્તિઓ પણ જોવા મળી. માટે આ ગ્રંથોમાં ઊંડાણથી તપાસ કરવા લાગ્યા. સાથે સાથે અમારા ધ્યાનમાં વર્ષ ૧૮૬૬માં થયેલ મુંબઈ હાઈકોર્ટના એક કેસની વિગત આવી. આ કેસમાં આવાજ દસવાતરના આધારે મુંબઈ હાઈ કોર્ટએ ચુકાદો આપેલ છે કે સતપંથ ધર્મ એ મુસલમાન ધર્મ છે. તેમજ ગુજરાત મહાવિદ્યાલય, અમદાવાદ ના દસ્તાવેજો પણ અમારા ધ્યાનમાં આવ્યા. તેવી રીતે, સરકારી દસ્તાવેજો, તેમજ પ્રખ્યાત સંશોધનકારોના દસ્તાવેજો પર પણ ધ્યાન આપવામાં આવ્યું. આ બધાજ પુસ્તકો, ગ્રંથો અને દસ્તાવેજોને વગેરેને ધ્યાનમાં લેતા જે સાર નીકળ્યો જે જરૂર આશ્ચર્ય અને ચિંતા જનક છે.

અમારા ધ્યાનમાં આવ્યું કે ઇસ્લામ ધર્મના સ્થાપક મુહમ્મદ પૈગંબરના જમાઈ જેનું નામ છે મુર્તઝા અલી, એજ નિષ્કલંકી નારાયણ છે. ઘણાને ખબર હશે કે શિયા ધારની સ્થાપના આ અલીને કેન્દ્રમાં રાખીને કરવામાં આવેલ છે. જયારે શિયા મુસલમાનના પ્રચારકો ભારત આવ્યા ત્યારે હિંદુઓને આકર્ષવા તેઓને આ મુર્તઝા અલીનું ભારત દેશ માટે નામ નાખ્યું નિષ્કલંકી નારાયણ. આવી રીતે ભોળા હિંદુઓને આકર્ષી તેઓને મુસલમાન ધર્મ તરફ વાળી દીધા.

મુસલમાનોને આકર્ષવા માટે નિષ્કલંકી નારાયણ શબ્દની જરૂર નથી. તેની જરૂર હિંદુઓને આકર્ષી તેમને છેતરવા માટે નિષ્કલંકી નારાયણ શબ્દની જરૂર પડી. હિંદુઓને આકર્ષવા માટે બાહ્ય રૂપે હિંદુ દેવના નામ જેવું લુભામણું નામ રાખે તોજ હિંદુઓ આ ધર્મને સ્વીકારે. મુર્તઝા અલીનો ગુપ્ત અવતાર છે અને એ ગુપ્ત

અવતારનું નામ નિષ્કલંકી નારાયણ છે, તેનું તેમના શાસ્ત્રો કહે છે. માટે જે લોકો નિષ્કલંકી નારાયણને હિંદુ દેવ ગણતા હોય, તેઓ એ ચિત જવાની તાતી જરૂર છે. અને જયારે યોગ્ય સમય આવે ત્યારે, (એટલે કે જયારે હિંદુઓ બરાબર પકડમાં આવી જાય અને પાછા પોતાના મૂળ ધર્મમાં ન જઈ શકે ત્યારે) આ નિષ્કલંકી નારાયણનું અસલી નામ મુર્તઝા અલી છે એમ કહીને ત્યારના લોકોને અલીની ભક્તિ કરતા કરી દેવા અને ધીરે ધીરે મુસલમાન કરી દેવા એવી રણનીત રહેલી છે.



આ પદ્ધતિથી જ લોહાણા સમાજનો મોટો વર્ગ આજે ખોજા મુસલમાન થઇ ગયો છે. જે સર્વે જાણે છે. આજે એજ ખોજાઓ ભલે ગમે તેટલા ચાહે તો પણ હિંદુ સમાજમાં પાછા ફરી શકે તેવી હાલતમાં નથી. એટલે તેઓને મજબૂરીમાં મુસલમાન ધર્મ પાળવો પડે છે. થોડી પેઢીઓ પછી, એ મજબૂરી ભુલાઈ જશે અને લોકો પોતાને મૂળ મુસલમાન સમજશે જ. **આ છે મૂળ નિષ્કલંકી નારાયણ પાછળની ચાલ.**

હવે ઉમિયા માતાજી કોણ છે? સતપંથ ધર્મ તો મુસલમાન ધર્મ છે, તેમાં હિંદુઓની દેવી કેવી રીતે આવે? તો તમના શાસ્ત્રોમાં જોવાથી જાણવા મળ્યું છે કે ઈમામશાહના દીકરા નરમુહંમદ શાહને નિષ્કલંકી નારાયણનો અવતાર એટલે કે મુર્તઝા અલીનો અવતાર છે, તેવું બતાવવામાં આવેલ છે અને પાવાગઢ વાળા મહાકાળી માંને આવા નરમુહંમદ શાહના પત્ની બતાવવામાં આવેલ છે. જેમ નિષ્કલંકી નારાયણ એક ગુપ્ત અવતાર છે, તેમ શક્તિ દેવી, મહાકાળી અને ઉમિયા માતાજી એ પણ ગુપ્ત અવતાર છે, તેવું લોકોના મગજમાં ઠસવેલ છે.

આ વિષે પર પ્રકાશ પડતા તેમના શાસ્ત્રોમાંથી એમુક પાનાઓ એહી જોડેલ છે, જેને વાંચવાથી સતપંથ ધર્મ વાળાઓની બધીજ ખોટી રમતો સમજાઈ જશે.

*<< આ જગ્યા ખાલી રાખવામાં આવેલ છે >>*

# શ્રી નિષ્કલંકિ નારાયણ મુર્તુજા અલી

મુર્તુજા અલીની માતા તો બીબી ફાતમા બીન્તે અસદ પિતા તો અબુતાલીબ, શક્તિ તો બીબી ફાતમા ઝોહરા ગોરતો નબી મહંમદ, સ્થાનતો ઉપન્યા સેહસ્ત્ર દ્વીપે મક્કેશ્વર ક્ષેત્રતો મંદિરલી ત્યાં નરદલો દાણવતો અબુજેલ.કળી અંતે શ્રી મેંહદી રૂપે. સ્થાનતો હીમપુર ક્ષેત્રતો કુંવારીકા, પંચ નદી મુળસ્થાને ત્યાં નરદલો દાણવતો દહિંત કાળીંગો ડજ્જાલ. વિચારતો અથર્વ વેદ ઓચરંતે ગાયત્રી, સાતવાર સત્તાવીસ નક્ષત્ર પંદર તીથિ બાર કરણ નવ ગૃહે સુર્ય મંત્રનો જાપ જંપતા આયા સ્વામી, ઋષિઓને સ્થાપી દહિંત અબુજેલ તથા અલકમાને સંહારી, કાળીંગાને સંહારસે બાર કરોડી શું ભક્તત્રીકમ મુખીને સ્થાપી અનંત કરોડીનું ભરણું કમળાકુંવર શીર ભરાવવા તમે ભલે અવતર્યા યુગે યુગે દેવ મોરારી. જે કોઇ ચિત્ત હરિ શું લાએ તેનાં ધર્મ વધે ને પાપ ક્ષય થાય, નમો ભાઇ પરિબ્રહ્મ નારાયણના નામને જેણે રૂપે આપણા સદ્દગોર બ્રહ્મા નર નારાયણ હોય, આજ તે રૂપને ધાઇએ. શ્રી નિષ્કલંકિ નારાયણના ગુપ્ત અવતાર ઓગણચાલીસ પ્રગટ અવતાર એક ને તે શ્રી નિષ્કલંકી નારાયણ પોતે.

આ હરિવંશ પેઢી નામે ચાલતો ચાલતો હાલ કુંવારકાક્ષેત્ર જાંબુદ્વીપ ભરતખંડે, રેવા ઓતરે, સોળ સોળ જોજન સાબરમતી ત્રષ્ઠે પંચ નદી મુળસ્થાને વેરાટવામે નવ સ્થળે એટલે કે પીરાણા મુકામે પધારેલ છે. અને શ્રી ઈમામશાહ બાવા એજ સદ્દગોર બ્રહ્મા, તેમના દિકરા શ્રી નર મહંમદ શાહ વિષ્ણુ નારાયણનો અવતાર અને શક્તી દેવી પાવાગઢની મહાકાળી મહંમદ સુલતાનની દિકરી બુજરૂક બેગમ, એ જ વિષ્ણુ નારાયણ નર મહંમદશાહના અર્ધાંગના, આ ત્રણ કળાએ પીરાણા મુકામમાં હરિવંશ આગળ ચાલ્યો, એ

નિષ્કલંકી નારાયણ એટલે સિયા મુસલમાન ધર્મ સ્થાપનાર મુર્તઝા અલી જે મોહમ્મદ પૈગંબરનો જમાઈ પણ થાય.

પિતાનું નામ અબુતાલીબ, અને માતાનું નામ બીબી ફાતિમા બીન્તે

પત્નીનું નામ છે બીબી ફાતિમા ઝોહરા

ગુરૂ છે, નબી મુહંમદ પૈગંબર

કર્મ સ્થાન છે, હેમ્પુરી (પીરાણા)

ધ્યાન રહે... અથર્વ વેદ એટલે કુરાન

એવા મુર્તઝા અલી કે જેનો આ ગુપ્ત અવતાર છે... અને જેનું નામ છે... નિષ્કલંકી નારાયણ

આ મુર્તઝા અલીની પેઢી હાલ પીરાણામાં સ્થાપિત છે.

નર મુહંમદ શાહ એ વિષ્ણુ નારાયણનો અવતાર છે

પાવાગઢ વાળા મહાકાળી (અને કણબી માટે ઊંઝા વાળા ઉમિયા માતાજી) એ આ મુર્તઝા અલીના પત્ની છે.

હિંદુ દેવી દેવતાઓના અવતાર ભ્રષ્ટ કરીને હિંદુઓના ધર્મ પરિવર્તન કરાવી મુસલમાન બનાવનાર આ પીરાણાની સંસ્થાને ક્રૂર મુસ્લિમ રાજા ઔરંગઝેબએ પીરાણા વાળાઓને ૪૮ વિગા જમીન આપેલ છે. જો નિષ્કલંકી નારાયણ હિંદુ દેવ હોત,તો શું ઔરંગઝેબ આવું કરત?



વંશે શ્રી શાહબોદ્દીન સાહેબ તથા તેમના શ્રી જલાલશાહ સાહેબના દીકરા મુર્તુજા શાહ સાહેબ તથા તેમના દીકરા શ્રી અશરફ શાહ સાહેબ કે જે ઔરંગઝેબ બાદશાહના વખતમાં દિલ્હી જઈ બાદશાહની સાથે વેદ વ્યાખ્યાન કરી અમર ઘીનો દીવો કાયમ રાખી ચારસો મણ કાઠી ઉપર તપાવેલ લોખંડના તવે ચઢી ઇશ્વરી કળા બતાવી ને પીરાણામાં ઘીના દીવાની અમર જ્યોત રાખી અને ઔરંગઝેબે અડતાલીસ (૪૮) વીઘા જમીન તેમને બક્ષીસ આપી તેના દસ્તાવેજો હાલ મોજુદ છે. ને મોટી સત્ય વેણી પુસ્તકની પ્રસ્તાવનામાં કોર્ટના સીક્કાવાળા તરજુમા છાપેલા છે.

શ્રી હરિવંશ જગતની ઉત્પતી સાથે જ જગતમાં રમતો આવ્યો છે, અને છેક પ્રલયકાળ સુધી જગતમાં રમતો રહેશે. તેમાં કુળ પલટા વંશ પલટા વિગેરેના મુંચવણ ભર્યા કાર્યો સાધારણ વિચાર વૃત્તિ વાળાના મગજમાં ઉતરીશકે તેવા નથી. અને જેથી આ પુસ્તકની પ્રસ્તાવના ધ્યાન પૂર્વક વાંચવાથી તે બાબત પર જ પ્રકાશ મળશે.

શ્રી હરિની રમત સમજવા માટે માદક આહાર તજવાની ખાસ જરૂર છે. અને તેથી જ સત્પંથનો માર્ગ દેખાશે.

માદક આહાર એટલે કે, લશણ ડુંગળી, અફીણ, ભાંગ, ગાંજો, ચડસ, તમાકુ, માંસ, મદીરા વિગેરે વસ્તુઓનો સહેજ પણ ઉપયોગ બુદ્ધિને ભ્રસ્ટ કરે છે; અને ધર્મના માર્ગેથી મનુષ્યોને વેગળા રાખે છે. જેથી આત્માની શાંતિ પણ મનુષ્યને મળી શકતી નથી. બોલો શ્રી નિષ્કલંકી નારાયણની જય જય જય.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

હાલની પરિસ્થિતિ કેવી છે, તેના પર નજર કરીએ


૧) હાલમાં કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં ઉમિયા માતાજીની આડમાં આ ધર્મ પરિવર્તનનું કામ ચાલી રહ્યું છે. આ સતપંથી લોકો, ઉમિયા માતાજીના મંદિર વાળાઓને એમ કહીને છેતરે છે, કે અમો (સતપંથ એટલે મુસલમાન ધર્મ) જો માતાજીના મંદિરો બાંધી છીએ તો ખોટું શું છે? અમો મુસલમાનોને હિંદુ બનાવી છીએ. અમો ઉમિયા માતાજીને માનીએ છીએ અને ધીરે ધીરે હિંદુ બની જશું. પણ ઉમિયા માતાજીના મંદિર વાળાઓને ખબર નથી કે તેમની પાસે મીઠી મીઠી વાતો કરનારા આ લોકો પોતાના ઘરમાં એટલે કે પોતાના જ્ઞાતિમાં આનો કેવો દુરુપયોગ કરે છે.

૨) આ સતપંથીઓ ઉમિયા માતાજીના નામે, સતપંથ એક હિંદુ ધર્મ છે, તેવો પ્રચાર કરી, અસલી હિંદુ ધર્મ પાળનાર લોકોને સતપંથ ધર્મ તરફ આકર્ષી તેમને મુસલમાન ધર્મ પાળતા કરી દે છે. જે લોકો આ રીતે થતો ધર્મ પરિવર્તનનો વિરોધ કરે છે, તેવા લોકો ખોટા છે, તેવો પ્રચાર કરવા માટે ઉમિયા માતાજીના નામની આડ લેવામાં આવે છે. **આ રીતે ઉમિયા માતાજીના નામનો દુરુપયોગ કરવામાં આવે છે.**

૩) સતપંથી હિંદુ છે તેવો પ્રચાર કરી તેઓ હિંદુઓની સંસ્થામાં પ્રવેશ મેળવે છે અને પછી હિંદુ ધર્મ વાળાઓની સંસ્થાઓને તોડવાનું કામ કરે છે. દાખલા તરીકે હિંદુઓની એક સંસ્થા છે, માંડવીમાં, જે લખું વીરજી ધોળુ વિદ્યાર્થી છાત્રાલય છે કે જે હોસ્ટેલ છે. એ હોસ્ટેલના અમુક કરતા હર્તાઓની મદદ લઇને આ સતપંથી લોકોએ સરકારી દસ્તાવેજોમાં ચોરી છુપી રીતે એ કરોડોની મિલકત ટ્રાન્સફર કરેલ છે. બીજો કિસ્સો છે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની સર્વોચ્ચ સંસ્થા એટલે કે હિંદુઓની સર્વોચ્ચ સંસ્થા છે, શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણા, કચ્છ, તે સંસ્થાના પ્રમુખ પદે એક સતપંથી ભાઈ શ્રી રતનશી લાલજીએ છે, તેવી ખોટી જાહેરાતો કચ્છના વર્તમાન પત્રો જેવા કે કચ્છ મિત્રમાં કરેલ છે. હાલમાં કોર્ટે તેમને આવું કરવાથી રોકેલ છે. એક વખત હિંદુઓની સંસ્થાઓ તૂટે તો સામાન્ય લોકો માટે તેમની જ્ઞાતિમાં બચેલી અન્ય સંસ્થાઓ એટલે કે મુસલમાન સંસ્થામાં જોડ્યા શિવાય કોઈ રસ્તો ન બચે. આવી રીતે ધીરે ધીરે લોકોને મુસલમાન બનાવવાનું કાવતરું મૂર્ત સ્વરૂપ લઇ રહ્યું છે. અને એ બધુજ ઉમિયા માતાજીના નામની આડમાં.

**૪) એક ખુબ જ સમજવાની વાત છે કે જો સતપંથીઓ સાચે હિંદુ બનવા માંગતા હોય, તો શું તેઓ હિંદુઓની સંસ્થા તોડે? તો શું તેઓ અન્ય હિંદુઓને સતપંથ ધર્મ પાળતા કરવા માટે પ્રપંચો કરે? જવાબ છે ના. આ બધું સૂચવે છે કે સતપંથ ધર્મ પાળવા વાળાઓની નિયતમાં ખોટ છે. તેઓ ભલે મોઢેથી એક વાત કરતા હોય, પણ તેમની કરણી હિંદુઓને તોડવાનીજ છે. જો લોકો એક વખત હિંદુ ધર્મની પકડમાં થી છૂટી જશે, તો તેઓને મુસલમાન બનાવવા સહેલું થશે. એટલેજ હિંદુ ધર્મની પકડમાંથી છોડવા માટે આ કાવત્રાઓ છે, જેની સમજ બધાય રાખવી પડશે.**

૫) માટે ઉમિયા માતાજીના મંદિર વાળાઓને ખાસ ધ્યાન આપવું પડશે કે આવા લોકોને સાથ આપવાથી પહેલા તેમને કહેવું પડશે કે સતપંથીઓ જ્યાં જ્યાં હિંદુઓની સંસ્થામાં છે, ત્યાંથી રાજીનામાં આપી દે. અને હિંદુઓને સતપંથીઓની સંસ્થાઓમાં ઉચ્ચ સત્તાઓ આપે, તોજ તેમના પર વિશ્વાસ રાખનું વિચાર કરી શકાય. અમોને ખાતરી છે કે જયારે આ વાત સતપંથીઓને કરશો, ત્યારે તેઓ પગ પાછા નાખશે... સમય કાઢશે અને અંદરો અંદર નવું કાવતરું રચવાનું કામ શરુ કરશે.



આપની આખો ખોલવા અને આપને જાગૃત કરવા માટે સતત પ્રયત્નશીલ...

લી.
રીયલ પાટીદાર